જહાન સરફરાજ

# 'જમશેદ શાહ.'

યાને

## "ઇરાનનો હિરો."



કર્તા—'હુરમીસ.'

# 'જમશેદ શાહ.'

## યાને

# "ઇરાનનો હીરો."




રચનાર—" હુરમીસ."

" મિનોઇ મબાહ "-મધુરિકા-" ક્રિયાની કિર્તન," " સમન સંગીત,"
" રેહબરે રોશની," "દાદારનું દાસ્તાન," "ભાવિક ભકિત," નસીબનો
નાઝ યાને તકદીરનું તલેસમ, " હિંદના દાદા," " માજદયસ્‌ની
મોનાજાત" તથા મોહન મહાલના કર્તા.

"ડોન" ફોટોગ્રાફીક સ્ટુડયોના આર્ટીસ્ટ.

ગોવાલ્યા તલાવ, મુંબાઇ




---


૧૯૧૯

આ પુસ્તક ધી જમશેદજી નશરવાનજી પીતીત પારસી ઓરફનેજ
કેપટન પ્રિંટીગ વર્કસ, નંબર ૧૪૧, લાલબાગ, પરેલ, મુંબઇમાં
મી૦ મેહેરજી એરાચજી મીઠાઈવાલાએ છાપ્યું છે, અને મી૦
હોરમસજી સોરાબજી મીસ્ત્રીએ ડીસોઝા બીલડીંગ, ગોવાલ્યા
તલાવ, મુંબઇ મધે પોતાને માટે પ્રગટ કીધું છે.

—વાંચો અને ખ્યાલ કરો—

"હરમીસની" વાર્તા

**નસીબનો નાઝ**—(વાર્તા પહેલી) જેમા નસીબનો ચક્કર કેવો ફરે છે. તાજ તરફ કેવી વફાદારી શિખવેછે.

—વાર્તા બીજી.—

"**મોહન મહાલ**"-

યાને

**સંસાર કે સ્વપ્ન સિંગાર**—(જેમા કવીની ઉંચી ખ્યાલત મનને કેવો આનંદ આપે છે)

ધીરજ, ખંત, અને અપોઇ શું કરે છે!

**સંજાણની સરજત**-(લગભગ બાવીસ સંગીત-તેના નોટેશન સાથે—તૈયાર છે.

બહાર પડશે

સંગીત સાથે '**મોહબતી મોહોરો**'-યાને ઝાલ રોદાબે

**વાર્તા ત્રીજી**

"**આત્મિક આસ**"-યાને **નૂરસીંહ ભાનૂમતિ**—

કરામતે કલામે કિરતાર—

(દાદારના ૧૦૧ નામના દાસતાન સાથે.)

# "અર્પણ પત્રિકા."

## માતા !

મધ મીસાલ મીઠી, માતા ! મોઘરા મીસાલ મધમધતી, માતા !
ગુલાબના ગુલમાં ગુંઠાયેલી, માતા !

**" નવાજ "**

આજે લગભગ સાડત્રીસ વર્ષ થયા ત્હારો

**" અવાજ " !**

મ્હારી રગોમાં—મ્હારી અંતર ઉર્મીમાં

**" તેજ " છે**

જે માતા વિનાનો—"ફ્રેજ"

હરબાર, હરહાલ, તારી "મધુરી માયાની" ખોટ પુકારે છે.
સ્વર્ગની શાન્તિમાં સુનેલી ! નચિંત નિંદ્રામાં હમેશની રહેલી !

**વહાલી ! માતા !**

ત્હારૂ બાલ—**હોમી**—" હરમીસ"

**જહાન સરફરાઝ જમશેદ શાહ** યાને ઇરાનના હીરાનું
અતિ અમૂલ્ય પુસ્તક માન, ચાહા, પ્રેમ અને
તું બ્હાલી માતા તરફની

**" મધુર માયાના યાદમાં, "**

શાદ થતો અર્પે છે
તે તું—તારી મિનોઈ માહાનતામાં કબુલ કરજે
ઓ " મ્હારી **મધુરી માતા**" !

# કર્તાના બે બોલ.

પ્રિય વાંચક, આ પુસ્તક જેનું નામ "જહાન સરફરાજ જમશેદ શાહ" યાને "ઇરાનનો હિરો" રાખ્યું છે, તે પ્રગટ કરી ત્હારા સનમુખ ધરતાં, હું હઝારો શુક્ર તે દાદગર દાવરના કરૂછુ, કે, ત્હારા વાંચનના શોખ, અને, ત્હારા તરફના ચાલુ ઉત્તેજન ને લીધેજ, તે પ્રગટ થઈ શકયું છે. આ પુસ્તક, મ્હારા કયાની કિર્તનનું બીજું રૂપ છે. જે કયાની કિર્તનની સઘળી નકલો ખપી જવાથી, તે માહેલી ફરીથી અને બીજી નવિન આવૃતિ રૂપ કાઢવા કીજે, તે કિસ્સાને અનામત રહવા દઇ, સંગીતમાં અતિ ફેરફાર કરી કાઢવા, તે પાક પરવરે મ્હને તાકાત આપી છે તથા તેના સંગીતને વજાડવા કાજે, વાંચક વર્ગને સહેલ થાય માટે નોટેશન લખ્યું છે. હું ખરેજ એક રજ માત્ર છું. અપાર ગતિમા, મતિને ધીમે ધીમે જતી કરવાની છે, અને તેમ ધારી ધીમે ધીમે, જેબી કાંઇ માહે સુધારો, પ્રિય વાંચક, તું જોવા પામે, તો, યાદ રાખજે પ્રિય મિત્ર, કે તે સઘળો ફેરફાર, ત્હારી દુવાનીજ ખુબીથી થયો છે, એમ આ કલમનું સત્ય ધારવુ તુ માન્ય કરશી. આં પુસ્તકનો રસ, અને ભાવના, સાહિત્યની ઉંચી ટોચ ઉપર બીરાજમાન થયલો છે, એમ મ્હારૂ ધારવુ હતે, તો ખુદ, આ ચોપડી જે તુંડી ઉપર પ્રયાસ થઇછે, તે તુંડી મ્હનેજ લાગું પડે, પણુ, આજ કાલ પારસી જરથોસ્તીઓની, પ્રેમી ધાર્મીક ચળવળ ચાલતી હોવાથી, શાહ જમશેદ જેવા નર, અને મ્હાન પ્રજા પતિની યાદી, ફરી આદમબર કરવા વિચાર રાખ્યો છે, જેમા,

જોકે, તવારીખ ઉપરનું વલું સાચવ્યું છે, પણ શાહ જમશેદની યાદીમા, તેના ગળા ઉપર હરદમ તુંડીની છુરી ફરતી હતી, તે માટે કાઇ અર્થસુચક આમેજ કર્યુ છે, એથી ' જો કાઇ ત્હારા મન ઉપર અસર કરી હોય, તો અહુરનીજ તે મ્હારા ઉપર ખરકકત થયેલીજ કહેવાય, યા ત્હારી માન્યતામાં, આથી કાઇ મ્હારા તરફ મતફેરી ઉભી થઇ હોય, તો ક્ષમાં, કારણકે હુ લખી ગયલો છુ, કે "કાઇનું માનવું આપણું નથી– કોઇની ખ્યાલાત, બીજાને મન ઉંચી હોય, યા જણાય, તે માટે આ કલમ તકરારમાં ઉતરી બેકરાર થવા, યા કરવા માંગતી નથી.

જયારે આ પુસ્તક ફરીથી લખી પરવાર્યો, કે, તેને પેશ કરવાનું ઉત્તેજન પણ, જાણે પાક અહુરાએ તૈયારજ રાખ્યું હોય, તેમ, તેની કદરસનાસી કરવા, એક ઉતસાહી મિત્ર મને હરખથી ઉત્તેજન આપવા ખાહેશમંદ થયો, તે મિત્ર, આપણા જાણીતા "ગોળવાલા ફોર્ટ ટયુશનકલાસીસ" અને ફોર્ટ મોડલ સ્કુલના માલેક તથા વડીલ શિક્ષક, મી. એરચ ગોલવાલા છે. જેવણે પોતાના વિધયારર્થીઓ આગળ રજુ કરવા, હોશ રાખતા હોવાથી, મને, તે રજુ કરવા તક આપવા ચાહી, મ્હારી અદના કુલમની સંગીતની સાદી રચનાને, પોતાનાં કેળવણી ખાતાનાં છોકરા છોકરીઓ આગળ કિર્તન રૂપે ગાઇ સમજાવવા, તેઓએ બલી લાગણી દેખાડી, તે માટે હું કમતરીન, તેમનો આભારી છું–

આ પુસ્તકને પ્રગટ થવાના વખતથી આસરે બે વર્ષ ઉપર મ્હારી ભાવિક ભકિત પેશ કરવાનું માન, પણ મ્હને બીજી વિધ્યાશાળા તરફથી મળ્યું હતું, જેનું વર્ણન ભાવિક

ભક્તિમાં મળશે. જેમ ધર્મની જાન ફેસાણી માટે પારસી જરથોસ્તી નર, અને નારીઓ ઉતસાહ રાખે છે, તે ઉત્સાહ ધાર્મીક ધોધનો જોશ ખિલવે છે, એ પુન્યવંત કેહવાય તેમજ, જેઓ તે તરફનો વાંચન રૂપ, લેખમાં ભાવ ઉતપણ કરવા લેખો, પેશ કરે, તે પણ રૂડુંજ કહેવાય, પણ એવા લખાંણોને તપાસી જેઓ, પોતાની તરફથી પૈસો ખરચી ઝહેમત અને ઝરના ભોગે, બીજાઓ આગળ રજુ કરાવવા યત્ન કરે, તેઓ પણ ધાર્મીક અને ધર્મ ઝેનના ફેલાવનાર કહેવાય, તેટલા માટે, તેઓ ઘણુ પુન્યવંત કેહવાય. જેમ મી. ગોલવાલાએ મ્હને તક આપી પોતાની પ્રેમી, અને ભલી દિલસોજ, અને ધર્મી લાગણી દેખાડી છે.

આ પુશ્તક મ્હારી પ્રગટ થયેલી હારમાળામાં તેરમુ છે, અને જેઓએ મ્હને અત્યાર આગમજ, તેવા પુસ્તકો ખરીદી કદરસનાસી કરી છે, તેઓનો હુ ખાકશાર કશો બી બદલો વાલી શકતો નથી, પણ પરત્ચરદેગાર, તેઓને ત્યાં સંપ, દયા, મયા, આયુશ, સુખ અને સંતોષ સાથ શાંન્તિનો વધારો કરે, તેમજ સંગીતમાં સરળતા સાથ રસિકતા, તથા રાગમાં, જે સંતોષકારક ફેરફાર થવા પામ્યો છે, યા હોય, તો તે માટે મ્હારા પ્રિય મિત્ર અને ગુરૂ, પંડીત ભાતખંડેને, મ્હારો સ્વાસોસ્વાસ રૂડો ભાવ, અનદીઠ ધ્વનીમાં, મોકલવા હું સદા તૈયાર રહયો છું. ગુરૂ તે, જે શિષ્યને દિપક કરવા હોશ રાખે. શિષ્ય તે, કે ગુરૂના પાઠોનો જનસમાજમા પ્રચાર કરવા, ઉમંગથી ધીરતા ધરે. પુસ્તકમાં સમાવેલી બાબદમાં, બીજાઓના જુદા જુદા વિચાર જાણવા કેવળ ન બનવા જોગ છે, પણ જેને

જેમ ભાવે, તેમ આ પુસ્તક ઉપરથી તેની હકીકત જાણી લે, એજ બસ છે. એક સાદા વિચારથી સાદાઈ સિવા વધુ ભાવની આશા રાખવી નહી, પણ ધીમે ધીમે આ કલમથી શું બન્યુ છે, અને બનશે, તે ઉપર આશા રાખવી, પેશ કરનારને સદા સુખ આપી આગળ વધવા ઉજાળો પાડે છે, અને ઘડીભર ગમે એ વિંચારથી, ઉનાળા જેવું કરવામાં આવ્યું હોય, તો જાણવું કે, દરે ની ખમી શકવાનીં તાકાત, અને શક્તિ, જુદી જુદી જાતની હોય છે. પણ આ કલમ એજ આશામાં સૌના ચરણ પર પડી નમન ભાવથી એવું કહેવા ચાહે છે, કે "ભલે લાખ, દશ લાખ યા કરોડ આપણે મેલવી, જાન બરબાદ કરીયે, યા કૃવચીને ઉંજાશ ન દઈએ, તેના કરતા, સઘળું ખોહી દઈ, જાન, યાને કૃવચીને આગળ વધારીયે તે સારૂ."

કોડીથી, પૈસો વધે—વધી વધી સો લાખ
વિન ધરમ એ સંપટની—બનશે આખર ખાક
જગે ભલા સુખ જોય તું—ના, તો થા, બદલામ
ચાહે કો, ન ચાહે કો—અહુરા દેશે હામ=(હરમીસ)

ધીકકારનો બદલો પ્યારથી, મ્હેનતનો બદલો ધનથી નહીતો ઉંચા ગુણથી, મારનો બદલો, મારથી નહી, પણ કીસમતના મારની હારથીજ સ્વિકારવો, એ સઘળું સદા સુખના શીખર આગળ લઈ જશે–તુંડીના તાણનો બાણ ખેંચી, પોતાના નામ ઉપર કલંકનો હાણ ખેંચી ગયો, છતા, તે જોગી હતો, અને આજે સ્વર્ગમા સુખ શાન્ત થઈ રહયો છે, તે શાહ જમશેદ !

જેઓએ, આ કલમને, મનથી, માયાથી, દયાથી, દિલસોજીથી ચાહી છે, તેમને મ્હારો અંતઃકરણ પુર્વક પ્રણામ–જેઓએ, તેમ

કરવાથી સદા પછાતજ પડવા ધાર્યું છે, તેઓને મ્હારા આત્માના પ્રણામ, કારણકે, જગતમા કાંઈ છે, જેમાં લોક, કાંઈ આગળી પાછલી લેન દેન માને છે, રહેણી કરણી, અને ભરણની ભરણિ જાણે છે—એવકુફી વખણાઇ, તેથી કાઇ દાનાઇમાં દાખલ નહિ થાય, તેમજ દાનાઈ કોઇએ હસી, તેથી એવકુફ માટે દાનાઇના દવાર બંધ નથી.

આ પુસ્તક મ્હારી માતાને અર્પણ કર્યું છે, પણ પ્રિય વાંચકોના ઉરમાં, પોતાની માતાનો પ્રેમ રસ ઝરો ધાઈ આવશે. જેમની માતાઓ હૈયાત હોય, તે માતાઓ ઘણા સાલ જીવી બાળકોને સીરછત્ર સાથનો, માયાનો મસ મોટો આશ્રય દિયે. જેઓએ તે ખઝાનો ખોહવાથી, એનસીબી મેળવી હોય, તે મરહુમ માતાઓના રૂહ પર, હજારો દુવા તથા આફ્રીન હોજો—! માતા! મધુરી માતા! ત્હારો છાંયો કેવો? નારીની નેક નેમ પાર કરતી વ્હાલી માતાનો પ્રેમ કેવો? તે વિન મિઠાશ શૅ છે? માતા યાને નેક **નારી**ની* રૂડી રીતી જેવું સંસાર સુખ શું છે?

સેવટે મ્હારી ચોપડીઓના સંગીતને, જુદાં જુદાં બઝમો, તથા મંડલો એ પોતાના સભાસદો અને પોતાના ભાવિક પરોણા આગળ ગાવા તક આપી છે, તેઓનો આ તકે અહેશાન સાથ આભાર માનું છું અને માનીસ, તેમજ જાહેરખબરની મદદ આપી, જે સગવડ કરી આપી છે, તે ધંધાદારીઓને પણ પુન્યવંત કહેવામાં આ કલમ આંચકી લેતી નથી. હાલ એજ. અહુર સઘળાને ખુશી ભરેલા રાખો!

કર્તા "**હરમીસ**"

* "વાંચો નસીબનો નાજ પાનુ ૧૫૪-નેકનારી"

# બે બોલ.



જરથોસ્તી જીગરોમાં શાહ જમશેદની યાદ હજી જીવતી જાગતી ઝળકતી રહી છે. જે શાહે એક ખુદાની હસ્તી જાહેર કરેલી; જે શાહે એક દાદારનીજ બંદગી કરવાની ફરમાશ કરેલી; જે રાજાએ પોતાની બશારતોથી ઇરાની રૈયતને હૈરત કરેલી; જે તાજપતિએ વિમાનની શોધ કરેલી, અને હુનર ઉદયોગ, ખેતીવાડી, વણતકામ અને લાકડ કામની ચઢતી કળા કરેલી: જે જયોતિએ પોતાની પ્રજાના ચાર વિભાગો કરેલા, અને ધર્મનું, સલામતી નું, ખેતીવાડીનું અને કામદારીનું કામ વેહચી આપેલું; જે ન્યાય મૂર્તિએ રાજ્યમાં અદલ ઇનસાફ સ્થાપેલો, અને નબળાનું રક્ષણ કરેલું: જે હિરાએ પોતાની પ્રજાનું હિત હમેશ હૈડે ધરેલું—તે શાહ, રાજા, હિરા, વિરાને સદીઓના વેહવા છતાં પણ ગુણચલ પારસીઓ કેમ ભુલી શકે ?

શાહ જમશેદનો જમાનો જોકે સોનેરી હતો, છતાં તે પુરાણો હતો, કે તવારીખ નવેશો તેને ઈનસાફ આપી શકયા નથી. વળી તેજ વખતે એ નૂરી માટે એવું લખાયું છે, કે શાહ જમશેદ ખુદાપરસ્તી કરતાં માન અને મહોબત મેળવતાં મેળવતાં, ખુદ પરસ્તી ઉપર ઉતરી પડયા; તકોબરીમાં તણાતા ગયા; અને અંતે ઝોહાકને હાથે સેકસ્ત પામ્યા.

ભાઇ હરમીસ આ સર્વે બનાવોને હુન્નરની બલકે ફિલસુફીની નજરે તપાસે છે; અને તેમ કરતાં જણાવે છે કે શાહ જમશેદની "તકોબરી તે સ્વભોગ લેવાનો આત્મિક વેશ હતો." જમશેદ પોતે સદગુણી શાહ હતો. જાતે ખુદાપરસ્ત હતો; ઘડિભર ભાનભુલી તે ખુદપરસ્ત બન્યો પણ હોય પણ તેને પોતાની ખુદપરસ્તીથી

રૈયતને સતાવી કે રીબાવી નહિ. તે ઝોહાક સાથ એખલોજ લડયો, એખલોજ હાર્યો એખલોજ રાજપાટ છોડી વનવાસ કર્યો. જો શાહ જમશેદની નેમ જગત જીતવાની હતે; કે લોકમાન મેળવવાની હતે; કે પોતાનેજ ખુદા લેખે ઓળખાવવાની હઠ હતે; તો શાહે પોતાનાં સારા લશકરને લઇ લડાઇ કરી હતે; શેવટ સુધી લડતે અને હાર પામતાં જર ઝવેરાત લઈ છુપાઇ બેસ્તે. પણ નહિ, જમશેદની ગરૂરી આજના ગુહાક કયસરના જેવી નહિ હતી, કે જેને પોતાનાં "હુંપણા"ને ખાતરે, સારી દુન્યાને લડાઇમાં ડુબાવ્યું, અને લાખોના જીવોના ભોગે, રાજપાટ ગુમાવી, અને હોલેંડના આરામ ગૃહમાં વાસો કર્યો!

હમદિનો, શાહ જમશેદની ઝળકતી જીંદગી અને મહાન બહોજલાલીનો ખ્યાલ કરો! અને એમના જેવા સદગુણી સંત- રૂપી, સ્વભોગી શેહનશાહની શક્તિનો કયાસ કરો! "મગરૂરીમે ધોકા હય" વચનો ખરૂં છે; તેમજ "બલોંકી બદીમાં પણ હોતા હય ભેદ," એ પણ ખરાં છે—મહાન નરોની કેટલીક રીતી બહારથી બદ જણાતી હોય, પણ તેના ભિતરમાં કોઈને ભલું કરવાની નેક નિષ્ટા હોય છે, તે યાદ રાખવાની જરૂર છે, એમ ભાઇ હરમીસનું ખાસ કહેવું છે.

શાહ જમશેદ, જેને એક ખુદાની હસ્તી અને એબાદત કરવાની પ્રથમથીજ પ્રતિજ્ઞા લીધેલી અને ઇરાનવેજમાં પ્રસાર કરેલી, તેજ નર ખુદપરસ્તીમાં લિન થાય, એ ઘણું અજાયબ લાગે છે; અને આપણા અભ્યાસીઓ એ ઉપર વધુ અજવાળું પાડશે એવી ઉમેદ છે. આ કેવળ બનવા જોગ છે, કે અસલ શાહ જમ- શેદના નામના કોઈ નબીરાએ એવી તકોબરી કરી હોય, અને ઝોહાકને હાથે હાર પામ્યો હોય.

સેવટે, ભાઇ હરમીસ અહુર તરફના જે ઉત્સાહથી; પયગામબર

તરફના જે પૂજ્ય પ્રેમથી; ધર્મ તરફના ઉંડા ભાવથી; અને કોમ માટેના પૂર્ણ પ્યારથી જે ભાવિક ભક્તિના ગાયનો, ભજનો, રચે છે, અને રજુ કરે છે, તે માટે એમને ખરેજ ધન્યવાદ ઘટે છે. મારી નમ્ર અરજ અને ઉમેદ એટલીજ છે, કે જે સરળતા, સ્પષ્ટતા, અને સુંદરતા એમના ગધ્યમાં વહી જાય છે, તેવીજ એમનાં ભજનોમાં પ્રગટ થાય, અને તે માટે એઓનો શ્રમ ચાલુ રહે, અને અહુર મદદ કરે! આમીન!

અને સેવટે, હમદિનો, શાહ જમશેદના વારસો લેખે તેમના જેવી ઝળકતી, ઉપયોગી, ઉદ્યોગી, ભક્તિભાવવાલી જીંદગી ગુજારવાને આપણે સર્વે એ કોશેશ કર્યે, અને દાદાર અહુરમઝદ આપણને સહાય થાય! આમીન!

સેવક,
બરજોરજી ફરામજી ભરૂચા.

## પાક અહુરા.

## જેહાન સરફરાજ જમશેદ અને તેના ચારિત્રનો હુન્નર આંખે પિછાણ.

### દુહા.

જગમે જીવન જાણ લે—કરણ ભરણકે કાજ
હરમે પુંજન માન લે—સુધ્ધ બને તું જ સાજ
વિચારસે બાણી ભલી—બાણીસે કુલ કાજ
કાજ કરતો વોહીં કર—પાયે હરસે સાજ
નાથ નમન કે ભાવ ભર—જુગ જુગ જગકે કાજ
આકેબતમે પાય તું—હરી ચરણકી દાઝ—( હરમીસ )

જગતના ગ્રંથોના પાનાં ઉઠલાવીશું, તો, દાનાઇના દાના હર જગે મળી આવશે કે, "હુંપણાનો" ખ્યાલ કદિ લાવશો નહી. પણ જેઓ એ ખ્યાલ બીજાને શિખાડવા તૈયાર રહે છે, તેઓ પોતે તેવા ખ્યાલથી બચેલા છે કે, એવા સવાલનો જવાબ, તેઓ પોતે પોતાની મેજે શોધી લેશે, છતાં આપણા વિચારો બીજાના નથી, આપણા કાર્યો બીજાના નથી, તેમજ કોઇના ગમે એવા કાર્યો, આપણા વિચારને ગમે એવા લાગે, તેનો ભેદ પુરો આપણે જાણી શકયે નહી.* અલબત મત બાંધવું, એ સર્વ જણ પોતાની ફરજ સમજે છે, પણ ફરજ સમજવા આગમજ, પુર જ્ઞાનની, પુર અનુભવની ઘણીજ ગરજ હોય છે. એવું આપણે સાંભળ્યું છે કે "દાનાવોકી બુરાઇમેં કુછ ભલાઇ હય" તેમ આપણે શાહ જમશેદના જાહેર કામથી ડગાઇ ન જઇ, તેની ઉંડાણમાં તપાસ કરવા યત્ન કરીશું, તો

---

* આ બાબદ નસીબના નાઝના બે બોલમાં સમજાવી છે.

ખરેખર, તે પ્યારો જીવ, કે જેને સઘળાંઓ તકોબરીમાં પાયામાલ થયેલો યાદ રાખે છે, તેવાં તેનાં કાળા કલંકમાં, કાંઇ રાહત આપી શકીશું. ઘડીભર એમ ધારીશું કે, તેને તકોબરી કીધી, તો ઘણુંજ અવસ્ય છે કે, તે બળવંત જીવ કે જેને તરેહવાર ઉપયોગમાં આવતા સાંધણો આપ્યા, સુખશાંતિની સગવડ માટે ઉપાયો આરંભી, જગને, હાલસુધી તે ઉપર મદાર બાંધવા જેવા સાંધણો તૈયાર કરી દીધા, તેવા એક શ્રેષ્ટ નરના રૂહ ઉપર હઝારો વર્ષો ગુજર પામ્યા, તો આપણો સાથે મલી ભકિત કરીશું કે, તે, પ્યારો રૂહ હવે, પોતાની તકોબરીથી થયેલી ભુલની શિક્ષા માહેથી ફારેગ થઇ, મ્હાન દિક્ષામાં ભેલાય ! તકોબરીની શિક્ષા હઝારો વર્ષ થવા છતાં, શું સદાકાળ, તેના ઉપર રહે ? ના, કદિ નહી. તેને તકોબરી કરી, એ આપણું ધારવું છે, પણ ખરેખર, તે મહાન રાજ્યપતિનો તે દોષ ન હતો, પણ સ્વભોગ લેવાનો આત્મિક હોંશ હતો. સાધારણ શકિતના મનુષ્ય કેવા કઠણ યોગ લીયે છે, તો આવો પયેગાંબર જેવો શાહ, મનુષ્ય જાતની સુખની કળી તૈયાર કરવા ભોગ ન લીયે, એ બનવા જોગ નથી.

જ્ઞાની જણુકી બાતમેં—કહાં ભરા હય ભેદ
ઉસકી તારણુ બાસતે—અજ્ઞાન પારે છેડ.
જ્ઞાની જણુકે ખ્યાલમેં—ભાવ રસિક અણુમોલ
બિન જ્ઞાની બ્હોં બાતમે—કૈસા કરલે તોલ !–( હરમીસ )

તકોબરી જો તેને કીધી, અને તેને દુખમાથી બચવાજ ગમતું હતું, તો, પાછળથી મારીનું સાધણ, તેને માટે તૈયાર હતું તે માગી માંગી લઇ, પોતાના સુખનુ સાર્થક કરી દેતાં, તેને કોણ અટકાવનાર હતું ? ના, તેને તકોબરી ચાલુ રાખી કે, જગત,

તે મહાન છત્રપતિના કાર્ય ઉપરથી, જગતની આખેરી સુધી બોધ લીયે. જેમ જેમ મનુષ્ય જાતનો એક ભાગ મનોવૃતિમાં બીજાને બિગડેલો લાગે, તેમ તેમ તેવા જીવો ઉપર, ખફા થઇ જફા પાડવા કરતા, તેને પડખે લઇ, દિલસોજી દેખાડવાની ઘણીજ અગત છે, તેથી તે માયાલુ સંબંધથી સુધરી, જગતની વાતાવરણને પમરતી રાખવા સુધ્ધ ભાવ ભજતો રહે. જગત નિશાળ છે, અને તેમાં ભજવાતા ભાગો, ખરેજ આત્માને આગળ વધારવાના પાઠો દીયે છે. જ્યારે એવા અમુલ્ય પાઠો માંહેલો એક ઉત્તમ પાઠ, જે તકોબરીનો હતો, તે સ્વભોગે, પોતે જાતે તેવું વર્તણુ કરી, જગતને ખરેજ શિખાડયો. ભુલ ઉપર ભાલો ગોંચવા ઘણાંકો તૈયાર છે, પણ તે સઘળું નિશફળ છે. ભુલ ઉપર ધમકીની ઢાળ ધરવા કરતાં, ભુલ કરનારનો હાલ સુધારવાની ઘણીજ જરૂર છે, પણ તેવી દેખાતી તાલમાં, આ તાજપત્તિએ ફકત જગતમાં સચેત પાઠ દેવા કાજે આવું કામ કરી દેખાડયું છે.

આપણે ખુદ તવારીખની ઉપરજ મદાર બાંધીશું. જો તવારીખના વળાને, રક્ષણ રૂપ યા, અલંકાર જેવું ગણીશું, તો આપણે ઘણું જાણુશું, અને માનીશું.

મોઢાંપર બે આંખ છે-ભિતરમાં રહી એક<br>
ખિલવે જેઓ ભાવ દઇ—પામે ભેદી ટેક<br>
કંકરમાં શંકર સમાં—જોય ભાવ પુર માલ<br>
જ્યાં ભિતરની આંખ નહી—ત્યાં બોલે બેતાલ.—હરમીસ.

પ્રથમ, તેનો પરાજ્ય કરનાર ઝુહાકને આપણે જાણ્યે છીયે, તો, તે ઝુહાક, જગતમાં કાંઇ ભલી પેદાયશ હતીજ નહી, પણ લક્ષણ રૂપ ભાવમાં, ઝુહાકને, શાહ જમશેદના મનમાં

પથરાયલી, જગતને પાઠ શિખાડવા માટે ખાસ ધારણ કરેલી બુરી શકત માનીશું, બુરી શકિત ધારણ કરી, એટલે કે, હું પણાંનો દાવો આદમબર કર્યો. તે પ્રમાણે બુરી શક્તિથી, તેને ભક્તિનું બળ ખોહયું. પણ આપણી સાંમે તવારીખમાં, સમનનાઝનો કિસ્સો, આવા મહાન રાજ્ય પતિના માર્ગમા અજબ હિસ્સો દેખાડી આપે છે. જ્યારે તકોબરીનો ફાંકો, જો ખરેખર, પોતાના સ્વાર્થ અર્થે લીધોજ હતે, તો, કોઇપણ સમયે, એને ખુશાલીના દિવસોની આશા ન રાખતે, અને હાડમાર થઇ જંગલમાં ભટકી, કોઇ ફાડી ખાનાર વિક્રાળ જાનવરનો ભોગ થઇ મરતે, અને આપણે તે જાણતે પણ નહી. તેને બદલે, એને પાછળથી સુખી દિવસોમાં આપણી નઝરે સુખ લેતો દીઠો. યાને સપનનાઝ સાથ, તેને ઘણુંજ સુખ ભોગવ્યું. એ ઉપરથી, આપણે ખ્યાલ બાંધીશું કે, તેને બાતેનમા લીધેલો સ્વભોગ, તે જગતમાં દેખાડવાની તેની તકોબરીની રીતી, પાક દાદારનું માન જીતી ગઇ હતી, તેથીજ, તેની ભલી ક્રવષીએ* સમનનાઝ સાથનું સુખ અનુભવ્યું, અને સમનનાઝ સાથનું સુખ તે કાંઇજ નહી, પણ તેના ભિતરમાં ખાનગી રહેલો સ્વચ્છતાઇનો ઉજાશ કહેવાય. આવું જો, શાહ જમશેદ, જે ગ્નાનીઓનો ગ્નાની કહેવાય. જેના હુન્નર રચનાની હારમાળા ઉપર જગતના જાળાં બંધાયછે, હજી એકબી વસ્તુ, કોઇએ તેના કરતાં નવી દેખાડી હોય, એમ મનાય નહીં, છતા, જે, બધું તેના ભલા આત્માથી, સુંદર, મધુર, આનંદી જોવાનું છે, તે

* ક્રવષીની સીફાયત જુવો મોહનમાલ, યા સંસાર કે સ્વપ્ન સિંગારના સેવટ સાર પછીના વળાંમાં

બદલે, એક તકોબરીની તોખ, તેના કામનો કશો જોખ મેલ કરવા વગર, તેને સીર ચોંટાડવી, એ ભલે, કોઇ ખ્યાલ કરી રહે.

જ્યારે જમશેદ જેવા જોરેમંદ ખુરેહના આત્માએ, જેને કેવળ સર્વનું ભલુંજ કર્યું હતું, તેને જ્યારે તકોબરી કરી, અત્યાર સુધી, તે માટે આપણને દંખની યાદ રહે છે, ત્યારે આપણા માહેલા ઘણાકો, જેવોએ, તે શાહના કામના લાખમાં ભાગ જેટલો ભલો કામ કર્યો ન હોય, છતા તકોબરી કરી ચાલતા હોય, તો તેઓને ક્યારે માફી થશે? ના તેમ નથી. ગમે તે કામ કર્યું હોય, અને તેની ખામી પિછાણી, આત્માને આગળ વધારવાજ ઉમેદ રાખી હોય, તો, આપણુને ધરમ, વાચા યકિન અને જ્ઞાન આપ્યાં છે, તે વડે, આપણા ગમે એવા ભુડાં કામને લપડાક દઇ, સર્વને ખાકમાં ફેકશું, જો ક્ષીના ભાનને, શુદગીથીજ, આગળ વધવાનો અરમાન હોય તો. સર્વે કોઈ જાણે છે, કે બુરાઇનાજ પડમાં, સચ્ચાઇનું રપ જડયું પડયું છે. બુરાઇથી દંખાયલું હૈડું સત્યની કસોટી ઉપર આવે છે, બુરાઇ જ્યારે અલખામણી છે, છતાં તે સત્યમાં સપડાવનારી રામબાણ શિક્ષા આપી ઉંચી દિક્ષા મેલવી આપનારી કસોટિ છે.

આપણે હાલમાં શાહ જમશેદ માટે, નવીન નવીન વાતો સાંભળી હોય એમ છે, ત્યારે તેવીજ એક વાત, જો ખરી હોય, યા ઓરંગો હોય, તેમ છતાં, આપણે, જો આપણા કામમ સહેલાઇથી પેશ કરતાં હોઇશું, તોપણ બે ઘડી, તે આત્માં માટે મનને સમાધાનજ થશે, કે ખરેખર ત્યારે, તે ભલો તેજસ્વી ગુણી આત્મા ખરેજ સ્વભોગ લઇ ચાલતો થયો. બદલામીનો પશ્લો, પોતાના સીર પર નાખીને જગતને તેમાંથી બચાવવા અમુલ્ય હલ્લો આપી ગયો.

એવું સાભળવામાં આવ્યું છે કે "શાહ જમશેદ બંદગી માટે ઘણોજ દૂર પાણીના ચશમા આગળ રોજ જતો હતો—તે એટલું દૂર હતું કે, કમાનનો ઘોડો, તે માટે તૈયાર કરાવ્યો હતો. આ કમાનનો ઘોડો, તે હાલનું વિમાન હોઇ શકે. અને જ્યારે તેવી મહાન સગવડ ભરી વસ્તુ, તે વેળા હાજર હતી, છતા, તે ચાલુ કાં ન રહી, એમ પણ પુછનાર હશે, તો તેનો જવાબ એમ આપી શકાય, કે જ્યારે મનુષ્ય જાતનો એક ભાગ અકારો પડે છે, એટલે, તેનાથી થયેલા સઘળાંજ કામ પર, દુશમની રાખનાર તિરસકારથી જુવે છે તેમ, જ્યારે શાહે તકાબરી કરવા માડી, એટલે તેની ભલી બનાવત પર પ્રાણ-ઘાટક પુરો મેળવામાં આવ્યો હોય. આપણે હાલનાજ જમાનામાં, તે માટે કયાં દાખલા નહી મેલવી શકીશું ? મતલબ માટે, શું ચાલી રહયું છે, કે તે વેળા ન હોય ! )

ત્યારે આપણે લખી ગયા કે, શાહ જમશેદ બંદગી માટે ઘણો દૂર યંત્રના ઘોડા ઉપર હવાઇ મુશાફરીથી જતો હોય, રાજ્ય પત, એટલે, જે યંત્ર કળાવંત, તેમ ઘોડાના આકારનું વિમાન, અતિ ભપકાદાર હોય, અને જ્યારે, તે ઉંચુ જાએ, ત્યારે ખોરશેદના પ્રકાશિત કિરણો, હીરાજડિત વિમન પર પડતા ખરેજ જોવા જેવો દેખાવ થઇ રહયો હોય ( નાટકના તખ્તા ઉપર એવી એકાદી નકલમા કરી પશુ શકળ વગરની રચનાને, લોક તાલીઓથી વધાવે છે, ત્યારે, આ ખરા બનેલા દેખાવ ઉપરથી ભલો રાજ્યપતિ કેવો ચમકી રહ્યા હશે, અને કદાપી બેમૂળ નુરી પ્રકાશ સમ રાજ્ય પતિના અતિ મોટા માન અર્થે, કોઇ વાંકાં વલી પગે પડયા ન હોય, યા પોતાની જગ્યા ઉપરથી, નમન

ભાવથી નમ્યા ન હોય? ત્થા રાજ્ય પતિના કોઇ જાહેરમાં દોસ્ત પણ બાતેનમાં ગેબી દુશમન જેવાઓએ, કાંયે ન શાહનો નામ બરબાદ કરવા, એરંગો ફેલાવ્યો હોય! પણ તે સાથ આપણુને કામ નથી. દરેક જમાનામાં એવાં પેટપાળુ પંડિતો હતાં અને હાલમા કાં ન હોય! )—

કહે છે કે, રોજની પોતાની સ્વારીમાં, એક વેળા શાહની નઝરે, કોઇ કદરૂપી શીકલની બાઇ નઝર પડી. તેને જોતા શાહના મનમાં, એવો ખ્યાલ આવ્યો, કે આવી કદરૂપી, બાઇને વેશવાળમાં કોણ લેશે. એવાં વિચારમાં વિમાન, જગ્યા ઉપર આવી થોભ્યું. શાહ પાણીએ હાથ પગ ધોવા રોકાયો, અને કાંઇ એવું બન્યુ કે, હાથ માહેલી વિંટી, પાણીમાં પડી ગઇ. તે જતાંજ શાહનુ સઘળું નઝર આગળથી ગુંમ થઇ ગયું. ન મલે વિમાન, નં મલે પોતાનુ ભાન. ટુંકમાં તે રખડતો થયો. દિનશો ગભડયા. આસપાસ કોઇનું રહેઠાન ન મલે— જંગલ ભટકયો- ભુખો અથડાયો—શેવટ ભટકી ભટકી, કોઈ ઝુંપડા આગળ આવ્યો. માછીમાર જેવા, તેઓ, દેખાયા. ત્યાં જઇ કટકો રોટી માંગી, જે તેને મલી. એમ બે ત્રણ વાર ચાલ્યું, આખરે પેલા ગરીબ લોકે, કંટાલી તેને હરામખોરી કરવાથી અટકાવ્યો, અને તેઓ સાથ, કામકાજ કરે, તો, તેને કાઇ કટકો કોર ખાવા મલે, ત્યાં, તેઓ સાથ, કામની ભાગીદારીમાં કયારે લીયે, કે તેઓની એક પુત્રી સાથ લગનના ગાંઠથી બંધાય. શાહે તે પસંદ કર્યું, અને, લગનના સાટામાં, પેલીજ કદરૂપી બાનુ શાહને મલી. આગળ વખત ચાલ્યો, અને એક દિવસ એવો આવી ચઢયો, કે, અસાધારણુ માછલીઓ પકડાઇ, જેથી એક માંછલી, શાહ જમશેદની,. કદરૂપી ધણિઆણિને ફાલે, આવી.

પોતાના વ્હાલા પતિમાટે, ભોજન કરવા, પેલી કદરૂપી બાનુ હરખમાં આવી, અને માછલી બાઇને વેટરવા લાગી, તે માહેથી, કાંઇઝળકતો પ્રદાર્થ મળ્યો, દોર મારતા, પેલી બાનુ યાને શાહ જમશેદની કદરૂપી ધણિઆણિ એ, તે લઈ જઇ શાહ જમશેદના હાથમાં મેલ્યો. વિંટી મળતાજ, શાહ ખુશી થયો, અને ઝટ હાથમા પેહેરી લીધી, કે તરતજ તાજો તખ્ત, પાછા સ્વાધીન દેખાવા લાગ્યા.

હવે આ વાત ઉપરથી કાઇ અલંકાર ભાવ ઉત્પણ કરીશું. કદરૂપી બાઇનો ચિતાર અને તે ઉપરથી નિકળેલો દિલગીર વિચાર, એજ શાહના મનમા બુરી શિકતનો કલ્પના રૂપ ભાવ ગણશું—જ્યારે તેવો ભાવ બિતર દાખલ થયો, કે વિંટી પડી ગઇ, યાને, વિંટી તે કાઇજ નહી, પણ શાહનુ પવિત્રાઇનુ જોમ ગયું બુરાઇથી ભલી શક્તિ કુમળ થઇ, અને શાહે સઘળુ ખોહયું, યાને બુરાઇ જ્યાં વાંસો કરે ત્યાં સુખ સંપટ રહે નહીજ. જ્યારે બુરા ખ્યાલનુ પરીણામ આરંભયું, ત્યારે, આપણે વાંચી ગયા, કે, તેને કામકાજ કરવાને ફરજ પડી. તે કામકાજ, એમ માનીશું, કે બુરાઇને મારી હઠાવવાની, ફરી પાછી યત્ન, અને, ભક્તિથી પાછી શક્તિ મેલવવાની તાકાટ કહેવાય. તે તાકાટ પાછી આવી યાને, વિટી જ્યારે, હાથમાં પેહેરી, ત્યારે પાછી પોતાની જાન માલ મીલકત દેખાઇ, યાને વિટી પહેરી તેનો લક્ષણરૂપ પુકાર, તે, તેને અષોઇની રાહ પરનો પવિત્ર ખ્યાલ બાંધ્યો, તે ભાવ પુરો થયો.

હાલમાં આપણે નાટક રચનામાં જોઈ ગયા છીયે, કે રાજા હરીશ્ચંદ્રને સત્ય માટે કેવાં કષ્ટ લેવાં પડયા, અને સચ્ચાઇ

માર્ગે, ચાલવા કીજે, તેની ખુલ્લી આંખે જણાતા ઢેડ જેવાને ત્યાં વેચાયો, જો કે, પાછળથી તે જાણી શક્યો, કે, તેમ ન હતું, યાને પેલા દેવતાઓ હતાં. તેમજ આપણી ખુલ્લી સમજણમાં જોઇશું, તો એજ સાર ખેંચશું કે હરિશ્ચંદ્રની સત્ય માટે, આ નાટક રચનામાં કસ હતી. પણ તેવી કસ, તો આપણને ખુલ્લી જણાઇ આવી, એમાં જે રસ્ય રૂપ ભર્યું છે, તે તો, જુદુંજ છે, તે એજ કે, વિશ્વામિત્રની એમાં એવી તુંડી હતી, કે મનુષ્ય દેહમાં કોઇ સત્ય રાહે ચાલી ન શકે, તેની ખેભાની તોડવાનું આ વળું હતું. રાંઈ દેવીસ જેવો મહાન વિધ્વાન, ગૌતમ બુધ્ધ દેવ માટે કેવી છક્કડ ખાઈ ગયો જેને, સીનેત જેવા બાહોશ ફીલસુફે, અલંકાર ભાવના દાખલા આપી ગૌતમ બુધ્ધ માટે, કાઢેલી તૌરનો ઝેર ભાંજી નાખ્યો. દુર્યોધનની ધુન કાઢવા, કૌરવને જુગારનો હોશ, માત્ર, દુર્યોધનની ચાલ સુધારવાજ કાજે સુજ્યો.

ચાલાક ચૌર, અને લોભી લુટારાઓને પકડવા, પ્રમાણિક ડીટેકટીવોને, કેવી જાતના પોષાકની સાથ રાખવી પડેછે. મદારીને હાથ ચાલાકી કરવા કેવા વિચિત્ર ઓજારો વાપરવાં પડેછે. કહેછે કે

"તારો તું નિર્ખી રહ્યો, જોકે તું તારો નથી.
રંગત કાળી ચિત્રી, તેથી તું કાળો નથી."

તારો જોવાથી, કોઇ, તે સિતારા જેવો શુધ્ધ થઇ શકતો નથી, પણ એક મનુષ્યે કાળુ કર્મ કર્યું માટે, તે, હમેશ કાળોજ છે, એમ માનવું ડહાપણની ડાળીથી જુદું પડશે.

"ફૂંકી ચક્ષુ શોધમાં, કે અંધમાં ખાડો નથી—તીવ્ર

આંખ ચુંચી કરી તેથી કાંઇ બારો નથી." અંધારામાં ખાડો ખોચરૂ જોવા માટે, કેટલીક વાર આંખને ચુંચી કરવી પડે છે, તેજ વેળા કોઇની નઝર, તે ચુંચી કરેલી આંખ પર પડી હોય, તો તે સદાનો બારેજ છે એમ કહેવાય નહીં.

"જુવો મેઘનુ નિર્મળ નીર, તેમાં કાંઇ ખારો નથી.
ભાગ્યદયના ભુસકાં મારે, તેથી તું સારો નથી.
ભાત ભાતના ખેલે ખેલો, તેમા કાઇ આરો નથી
સરજત ત્હારૂ શીષ નમાવે, તેમા કાઇ ચારો નથી."—હરમીસ

વરસાદના પાણીમા કાઇ ખારાશ નથી. તેમ ભાગ્યના બળથી, અને ત્હારા સાધણોથી તું શોભતો હોય, તો ભલે, પણ તેથી ત્હારૂ પાંડિત્ય નથી. ગમે એવા ખેલ છેલ, અને ફૅલમાં ફરશો, કોઇને કાંઇ તે માટે મનાઇ નથી. અને સરજત ત્હારા ભલાઇના કામને ભુંડાઇ આપે, તો તેમા તું કશુ નહી કરી શકે. સિવાય કે પરમાત્માંજ તે સઘળું ઠીક કરે. એવી એવી, ચાલુ ગતિ આપણે અનુભવમાં લીધી છે, તો કાં નહી, તે ભલો જ્ઞાની શહેનશાહ શાહ જમશેદ, એક ભક્તરૂપ હોવા છતાં સ્વભોગના ભોગમાં, ભોગી બનેલો ભોગીજ હોય, અને ખરેજ તે હતો. હરિશ્ચંદ્રના સત્યભાગ ભજવી દેખાડતા, લોક કંઇ તેમ ચાલતું નથી. કૌરવના જુગારથી પડેલાં વિટંબણાથી, લોક જુગાર છોડતું નથી. દુર્યોધનની ધુન ગોખવા છતાં, તેવી ધુનથી લોક વિચારમાં પડયું નથી. ભકતો અને સંતોની ઠેકડી કરનારથી, જ્ઞાની બળનો મનુષ્ય, કદિ શરમિંદો થયો નથી, તેમ મહા તેજસ્વી શાહ જમશેદના જોમને તકોઅરીમાં તુંડ બનાવાના ભાવને, ઘણાકો તેવા ઉપમાં આપતા પણ નથી. જે જમશેદમાં દેખાયું, તે

ઉલટું જોવામાં જોનારની ભુલ, જે ત્યાં ન દેખાયું તે જોવામા જોનારની ગ્નાન માર્ગમાં સુલ પડી કહેવાય, તેને કોઇ શું કરે તે નઝરની સીમા ઉપર દેખાતા દરેક દેખાવમાં, કાંઇ ઓથું શોધી કોહું તૈયાર કરવાથીજ કાંઇ ખુબી ભરેલુ થતું નથી. જેમ એક મનુષ્ય ભાવમાં ભૂલ, અને વાંક, હોય તેમ, તેની વધુ કદર સનાસી થવી જોઇએ. જેમ જેમ તેનું ખમીર ખુલ્લી રાહ રીતે નબોજ્ઞુ થાય છે, તેમ તેમ, તેમા આત્મિક તત્વનું બંધારણ, ખુલ્લું પડવા બદલે, ઉપર ગેર રીતે, બનાવેલુ ઓડું, તે ઉપર પડ બનાવવાજ કામ લાગેછે— જેમ મનુષ્ય, ખોટાં ભાવે કરતો જાય, તેમ, તેને વધુ એખલાશથી, ધીરજથી માયાથી પડખે લઇ, ખંતથી સુધારવાજ કોશેશ થવી જોઇએ. તેમ અંલકાર ભાવથીજ શાહ જમશેદનું તેજસ્વી તેજ, અને, અત્યાર આગમચનો કદી ન વર્ણવવામાં આવેલો દોર દમામ, તેના તકોબરીના દરેક કામને, સ્વભોગનાજ આકારમા ફેરવે છે, એમજ આ અદના કલમ માનશે. અને જો, કોઇ નથી માનતું, ત્યારે તો ઘણીજ જરૂરની વાત છે, કે દરેકે દરેક પારસી જરથોસ્તીઓએ, તેના રૂહ તરફ ઉંચી ફવષીની બરકતથી દુવા કરવીજ જોઇએ, કે જેથી તેના રૂહને ગમે એવી શિક્ષા સજા મલી હોય, ત્યાંથી તે મુક્તિ પામે, અને તે મિનોઈ માર્ગમા જવાના તેના રસ્તામાંથી સઘળી હરકત દુર થાય. ગાયબનો જાણુનાર, પાક પરવરદેગારજ છે, પણ મનુષ્ય પોતાની ચાતુર્યજ દોરાવી શકે. આગળી અને પાછળી વર્ણન કરવી, એ કેવળ ગ્નાનની બાબદ છે, છતા, તેમાં જો ભુલ થાય છે, તો એજ કારણ છે કે, ઇનસાન માત્ર અધુરૂં છે. ત્યારેજ ફરી અને ફરી જરૂરી

વાત છે, કે એક બીજાએ, હમેશ, ઉતાવલમાં નવા દાવ પેચના વળ વાળવા કરતા, પડેલા બીનઅનુભવી આડાતિડા સલને, કુળ અને કળાથી કાઢી નાખવા. ઇનસાનનો દરજ્જો ધરાવી, ધીરજને બાજુ મેલી, ક્રોધને જોશનો ધોધ આપી, બોધ આપી શકાતા નથી. ગુરૂજી, શિષ્યોને માર મારીને, શિખાડવા ચાહતો હોય, તો પ્રથમજ પોતાના ગુસ્સાને, શાન્તિનો જુલાબ આપવાનો પહેલ કરવો જોઇએ. એક ઉંચ ભક્તિ વધી, યા વધારે હોય, તે, બીજામાં, એકજ દમ તેવુ જોવા માંગે, એ અસંભવિતપણુ પેલાએ સ્વિકારવું જોઇએ. જે તમને ગમે, તે બીજાનેન ગમે, તેથી ધિક્કાર ન કરવો જોઇએ, પણ શાન્તિથી સરળ માર્ગ કયાં અને કેવો છે. તેજ દેખાડવા અને તે પણ પ્રિત અને હેતથીજ દેખાડવા કોશેશ થવી જોઇએ. એવો દયાનો, મયાનો, ધીરજનો નાદ, જગતમાં વાગશે, ત્યારેજ પ્રભુનો હરીનો, અહુરનો, નાદ છળક છળક કરતો શાન્તિજ પાંથરશે. અહુરા સર્વેને ભલા મને, યા બેહમનના બળથી જોવા તબીયેત આપો, કારણકે, જે આપણે નથી કરી શકયા, આપણને દુખ દેવામા આવ્યા છતા, આપણે તેને કશું ન કરીશું તોપણ પાક અહુરાના બારથી તે છુટો છે, એ ફકત તેનોજ આત્માં જાણે—અને સર્વેને પોતાની ફ્રવષીના ખિલેલા ઉંચા નીચા ભાન પ્રમાણેજ સુજશે, એજ હાલ છે, તે ઉપર કાંઇ સવાલ નથી. અહુરા સર્વેને સુખી રાખો ! પણ સરજત પોતાના હાથમા શમશીર ધરી આગળ વધતી ચાલી છે.

સરજતની શમશીરમાં— બની રહી બેધાર
ધારો ત્યાં તમ ધાવરે— ઠાર બનો યા પાર
સરજતની આ આરસી— કોઇ જોઇ હરખાય
કરણી ભરણી હોય જે— ત્યાં પડછાયા થાય—(હરમીસ)

ત્યારે અંતે ચાહીશું, કે તે પ્યારો જીવ, શાહ જમશેદ, યાને ઇરાનનો હીરો. જેને પોતે ભોગ અને કલંક લઇ, ઉત્તમ પાઠો શિખાડયા, તે તુંડ ન હતો, પણ સ્વભોગના જોગે, યાને શ્વર, સાથે યોગી, યા ભોગેશ્વર હતો, જે માટે, તેના રૂહ પર હજારો આફ્રીન હોજો, અને લાખો શાન્તિ હોજો, કારણકે જગમાં કહયુ છે કે-

**કલ્યાણ—દાદારો.**

જનમ મરણ-લગન-સગન-જગમા લખાયરે
કામ નામ પ્રેમ સાથ-સ્વર્ગમાં સમાયરે—જનમ.
જનમ ધરમ નમન કામનું-જગમાં મપાયરે
અંત સમય પમર થઇ-મિનોમાં નોધાયરે—જનમ.
મરણમાંજ જીવન જાણુ-સુભ કામકાજથી
કર પરમ દાદ કાજ—જીવ અમ્મર થાયરે—જનમ
તન મરણ સાથમાં-મટીમા ભેલાયરે
જાન ધરમ ભાવ સાથ—અહુર ચરણ જાયરે—જનમ
તેમ આ પ્યારો જીવ, ભોગ લઇ, અહુરા પાસેજ જઇ
બેઠોજ છે-આમીન—

---

**જહાન સરફરાજ જમશેદ શાહ !**

યાને

"ઇરાનનો હીરો"

આ ધરતિ ઉપર, અનેક શાહાનશાહો થઇ ગયા છે, વહી ગયા છે, પણ જમાનાઓ ઉપર જમાનાઓ, સદીઓ ઉપર સદીઓ પસાર થઇ ગયા છતાં, જે આપણા કાનની સીમા ઉપર, પમરતું, પસોતું નામ પમર થઇ ગયું છે, અમર થઇ ગયું છે, તે નામ જહાન સરફરાજ શાહ જમશેદ યાને ઇરાનના હીરાનું છે,

તેવા એક પાદશાહની ઝાહોઝલાલી આજે ગાઇશું, અને ચાહીશું, કે જમાનાના તખતા ઉપર, પાક દાદાર અહુરા મઝદાએ, એવો ગ્નાની, દાની આકેલ, કાબેલ, અને પ્રતાપી શાહનશાહ પેદા કર્યો, જેનો મુકાબલો કોઇ કરી શકે નહી, એવો તે લાખોમાં એક અને નેક હતો.

તવારીખ ઉપરથી, જે આપણે વાર્તા ઉપજાવશું, તે ઉપરથી આપણે એજ ખ્યાલ દર્શાવિશું કે, તે શાહ જમશેદ, ઘણોજ જોરેમંદ, તુરમંદ, હોશમંદ થઇ ગયો હતો, પણ, તેજ તવારીખ આપણને, તે માટે એવું સમજાવી પણ ગઇ છે કે, પાછળથી, તે ગુંણી રાજા, તુંડીમાં તણાઇ રહયો હતો, અને પોતે ખુદ ખુદા હતો એવો દાવો કરી રહયો હતો, જેથી તેના ઉપર સરજતે હજારો વિંટની વેદના દીધી હતી. તવારીખની આ બાબદ ઉપરજ, આ કિર્તન રચાયું છે, પણ, પ્રથમ પ્રકાશમાં, આ કલમે, તે માહાપતિ શાહેનશાહનું જીવન ચારિત્રકાંઇ, હુનરની આખથી પિછાણ કરી આપ્યું છે, જે ઉપર વાંચક વર્ગનું લક્ષ ખેચ્યું છું. ઉતમ ગુણો સાંપડવા, ઉતમ ગુણોને મિશ્ર કરી, જણ સમાજને વાંચવાં આપવું, એ ઉત્સાહિ જીવોનું ભાન છે, જેમાં સામેલ થવું ગુણીઓનું માન છે, અને વાંચક વર્ગને, એવા લેખોથી જાહેર રાખવા, એ હુનરમંદ કલમનો હોંશ અને અરમાન છે.

## શાહ જમશેદની હુન્નરમંદ આંખ

શાહ જમશેદની વાર્તા વાંચીશું તો, એવાં અનુમાન ઉપર આવતા રહીશું, કે તે શાહનશાહના વખતમાં, એવી એવી કળા, અને કુનેહ, અને મહત્વની ભરેલી હુનર પઝીર આનંદી રચના ઓ,

સજ કરવામાં આવી હતી, કે, હાલના જમાનાઓનો, આગળ વધવાનો દાવો કાઇ નવિન્તાનો પુકાર કરી ન શકે. એક વસ્તુઓની નવિન પહેલજ, પાછલા ગમે એવા સુધારાવાલા નમુના કાઢવાનું કામ સહેલ કરે- તેમજ, શાહ જમશેદના વખતમાં વણુવાનો, ખેતીવાડીનો, તોલ જોખનો, પહેરવેશનો, રણ સંગ્રામનો લાકડકામનો, તથા ધાતુઓનો અનેક પ્રયોગ, આરંભ કરવામાંજ આવ્યો હતો–તે ભલા શહેનશાહના રાજ્ય અમલના પહેલા મોટ તબકકામાં ઇનસાફ, દયા, મયા, નો સ્વચ્છ કારોબાર થતો હતો. ત્યાં ચાર જાતના વર્ગો રાખ્યા હતા જે વર્ગો માહેનો એક, ફકત ધર્મ ભાવના ભેદમાંજ સદા તૈયાર હતો, જયારે બીજો વર્ગ, ચોરી લુટફાટ, યા પારકા રાજ્યના કાવાદાવાને અમલમાં રાખવાના કામમાંજ રોકાયો હતો, ત્યારે વળી, એક, વર્ગ, ખેતીવાડી, તથા અંગ વસ્ત્રના સાધણો પુરો પાડતો હતો, અને ચોથા વર્ગમા, સાર્વજનીક મદદનો ખ્યાલ રાખવામાં આવ્યો હતો. ન્યાયની અદાલતમાં ગરીબ અને રાય માટે, કાઇ હરીફાઇ, યા ખુશામદ રાજ ન કરતી હતી. તોલ અને માપમાં શ્રીમંતની ગરીબને થાપ પડતી ન હતી. મોટા માતબર લોક, ગરીબ ખેડુતો સાથ, તોછડાઇથી વર્તણુ કદી ન કરતા હતા, અને તેમ થવાના કશા લાગ મલતાં ન હતા. એ સઘળું ઇત્યાદી સુખ, તે રાજ્ય પતિની એકલી, સત્ય માટેની ભુખનુંજ પરિણામ હતું.

## શાહ જમશેદનું (કહેવાતું) અભિમાન

જ્યારે એવો આનંદી મામલો, રૈયતમાં પેશ હતો, ત્યારે, તવારિખ કહે છે કે “ શાહ જમશેદે, તે બધા સુખો, પોતે મેળવી આપયાં, માટે ગરૂરી રાખી એવો દાવો કર્યો, કે,

અમળા તેનેપોતે, ખુદ ખોદાજ છે, એમ માને" (આ વાત તવારિખ ભલે કહેતી હોય, પણ આ કલમ કદી માનશે નહી, જે માટેનું લક્ષણ રૂપ વર્ણન આ ચોપડીના પ્રથમ પ્રકાશમાં વાંચવા સર્વે દીનદાર જરથોસ્તીઓએ તકલીફ લેવી અને પોતાના વ્હાલા શાહનશાહના, આ સ્વભોગના ચારિત્ર ઉપર મનન કરી, તે શાહનશાહના રૂહ ઉપર હઝારો આફ્રીન કરવી. અગરજો, તેમ કરવામાં, કોઇ ભુલ સમજે, તો બીક રાખવી નહી. કારણકે, તેમાં આવી પડતી ભુલ, આ કલમ પોતાના સર ઉપર લીયેછે– માટે માનવું, કે, જહાનસરફરાજ શાહ જમશેદ, યાને ઇરાનનો હીરો, એક ખરો ભકત હતો, અને તુંડીના લેબાસમાં, આપણને સ્વભોગનો પાઠ દેવાં સાથ, પોતે તુંડાઇ કરી, સેવટ સુધી, પોતાના નામને મીટીમાં નાખી રકતરેડી ચાલ્યો ગયો.)"

## જમશેદપર જેહમત

તવારીખના વળામાં આપણે પાછા જઇશું. જયારે, પોતે ગરૂરી કરી, એટલે દાનાવ માણસો, તેમની પડખેથી ચાલ્યા ગયા, અને શહેરમાં કચવાટ અને ખિજવાટ વધ્યો. તકોબરીએ બદબખ્તિનું મુળ રૂપ સર કર્યું, અને એકવાર, જયારે ગ્રહ રૂઠયો, યાને દેમાગ ઉપર તુંડીના લાગ વધવા માંડયા, એટલે, નસીબના ચકકરના વકકર કેવાં! પડયો તે ઉપર પચાસ! દુખ ઉપર ડામ, તથા તે, વેળાએ તે જે કરે, તે ઉપર ખફગીની નઝર, એટલે, જીવની ખુશાલી સબજ રહે કેમ! મુશીબતો વધી, અને શાહની મુસકેલીનો મુસારો, પણ વધ્યો ગયો, એટલે તેનુ પાલણ અને પોષણ કરવુ, કેવળ કઠણ બનતું થયું. થાઠ અને દમામમાં શોભતો રાજ્યપતિ, તે રૈયતના નાના મોટા, ગ્નાની

અજ્ઞાની વર્ગમાં ચુઠાવાં લાગ્યો. કોઇ સલાહકાર રહ્યો નહીં, અને, તે વેળા, બીજા ભાગોમા, રાજ્ય કરતો રાજા ઝુહાક, જે મરદાસનો દિકરો થતો હતો, તેવા રાજા પાસે, ત્યાંની રૈયત જમશેદની બોહોલી શાહનશાહત તજી દઈ, ઝુહાક પાસે સલામતી માંગવા આવી.

## ઝુહાકનો દૌર

ઝુહાક રાજા, ખરેજ કેવો થઇ ગયો હશે, કે જમશેદની માફક જેમ ભલાઇમા નામ દેવાય છે, તેમ ઝુહાકનું નામ, જગમાં વસ્તા, જાલેમી રાજ્ય પતિઓની ઉપમામાં, દેવાય છે. ખુદ બાપને વિંધાવી, ખોટા વિચારના માણુસોની સાથ રાખી, રાજ્ય પચાવી બેઠેલો આ નિર્મૂળ દિકરો, તે લોકને શો લાભ આપશે, તેની કોઇએ કેમ ગણત્રી કરી નથી, છતાં છેડાયલી પ્રજા, ફજામાં સપડાઇ, અને નવા રાજાથી, જીંદગીની મજાહ મેળવવાની આશામાં ત્યાં પનાહલેવા ગઇ.—

## ઝુહાકની ઝોહકી યાને માંસનુ મિષ્ટાણુ

આ મુદઇસમ ઉછરેલો દિકરો, જેના બાપનું નામ મરદાસ હતું, તે ફીતુર, અને ફરેબના હાથ ઉપર રમી રહ્યો હતો, અને બે બુરી શકિતનો ભોગી બન્યો હતો. કોઈ માણુસના લેબાસના શયેતાનના ભાનમાં ભમી ગયો હતો, અને સહેલાઇથી રમી ગયો હતો, તેવા એક શયેતાન સમ સાથીને હાથે, માઠી અસર મગજમાં વ્યાપી, અને મોહમાં મસ્ત બની પોતાની ભલી શકિત, પ્રપંચ અને પાખંડમાં ઝુંકાવી. પરહેજગાર બાપ મરદાસ જે, એકાંત આહમાં બંદગી માટે જતો હતો, ત્યાં જતાંજ તેનું કાટળું કઢાવ્યું, અને, જગમાં, જમશેદથી, ઉલટીજ

રીતે ચાલનારો રાજ્ય પતિ બની જવા સરજાયો—, એ રાજાના વખતે, બુરી શકિતના મિત્રના સમજાવવાથી, અન્ન ફળ શાકના ખુરાકના રસ્તા ઉપર બાંધ પડી અને, પ્રાણી અને જાનવરોનો ભક્ષ કરી, રોષ કરી, જમાડવાની પહેલ સરૂ થઇ. માંસના ખાવાથી, મન મસ્ત બન્યું, અને મસ્ત બની ક્રોધ અને ગુસ્સામાં તનનો જુસ્સો અજાયેબ રંગ બતાવવા લાગ્યો—પ્રાણીને રહેસી નાખવાનું કામ, જે ભયભીત હતું, તે રોજીંદું અને તે પણ વળી મોજ આપનારૂ થવા લાગ્યું. જબાનને માંસની લહેઝતનો ચતાકો લાગ્યો, અને હવસને પુર હોરા મળવાથી, ન થયેલાં ખ્યાલો રજુ થવા લાગ્યા, અને હઝારો મનુષ્યને ત્રાસીલા બનાવવામાં, ક્રામે લાગ્યાં—આવા રાજ્ય પતિની પડખે રહેવામા, નવી આવેલી રૈયત મોજ માનવા લાગી અને જમાનાનો રંગ, સોનેરી રજાલથી સરી પડી, લોખંડી દસ્તમાં, ભ્રષ્ટ થવા લાગ્યો.

## ઝોહાકનું જોમ જમશેદને ઝંખ

નવી આવેલી રૈયતથી, તેઓની ખાહેશ જાણી, અને તરતજ, જમશેદનો પરાજ્ય કરવાં કમ્મર કસી રહયો—સામ સામા પેગામચી ગયા અને આવ્યા, પત્રો લખાયા, અને તાણા જાણીમાં વિંધાયા, અને કાગળ ઉપરથી રણ સંગ્રહ ઉપરનો ખુનખાર રંગ ચઢવા માંડયો. સેવટ એ આવ્યો કે, શાહ જમશેદ, અને ઝુહાક હાથોહાથ લડયા—મોટા વિર ધરાવનારાઓ માંહેલાં બે લડે, એટલે પછે પુછવું શું ? ઘણોક લાબો વખત તરેહવાર જાતના શસ્ત્રો બદલીને લડયા, અને આખેર, એક જરબથી, જમશેદનો કરાર જરદ થઇ ગયો, અને, અતિ હિણપસ્તી સાથ, લડાઇ ગાહથી, પાછો ફરી આવ્યો. આવા

સમયમાંજ, તે રાજ્ય પતિને, ભાન આવ્યું, અને પોતાની એકલાની હાર થતાંજ, રણ સંગ્રામમાં, પોતાના લશકરને, પડવા ન દીધું, પણ પોતેજ રાજપાત છોડી, ત્યાંથી ચાલી જવાનો કસદ કીધો———(જે માટે પણ ધન્યવાદજ કહેવાય કારણકે, પોતાના સ્વાર્થ થકીને, બીજાઓનો ભોગ આપ્યો નહી.)

## જમશેદની, રાજયને, છેલ્લી સલામ.

પોતાની હાર થવા સાથ, પોતે જાહેર કરેલી તુંડાઈની સખતાઇનું દુખ પોતેજ ખમી, ગમીમાં દેખઇતી રીતે ગીરફતાર થઇ, પોતાના થોડાક નજદીકનાઓને પોતાની પાસે બોલાવી, રાજપાત છોડી દેવાની માંગણી કરી, અને પોતે કયાં જાયે છે, તેનો કશો બી ખ્યાલ ન આપતા, તે શાહ, પોતાની હકુમત અને આલા સાધણોને છેલ્લી સલામ કરી, પોતાની પત્નીને ભેટી, સારી સલાહ અને શિખામણ આપી રૂખસદ થયો—(વાંચકનું હયાં ધ્યાન ખેંચવા તલબગાર છું. જો, ખરેજ, જેબી કાઇ પોતે કર્યું, એ જો, પોતાના મન પ્રમાણે દેખાવ રૂપ ન હતે, અને ખરેખરજ, પોતે ભુંડો હને, તો આવું ઉત્તમ ભાન, આવું ઉત્તમ ચરિત્ર, તે કરતે? ના, પણ એ સઘળું સમજદારની તીવ્ર બુધ્ધિ સારજ આપણે સોંપીશું).

## ઝુહાકની મોહિની.

જંગમા ફતેહ મલેલા ઝુહાક શાહે, પોતાના બહાદુરોને, શાહ જમશેદને જીવતો પકડી લાવવા હુકમ બહાર પાડયો, અને બહુજ ઝનુની બન્યો. ઝુહાક માટે, એમ તવારિખમા સમજાવેલું બહાર લખાયલું છે કે, જે બુરા મીત્રે, એને રાજપાટ મેળવી આપ્યું તેજ મિત્રની એક માંગણીથી, પોતાની ખાંધના બે ભાગો ખુલ્લા કરી આપ્યા, તે ઉપર તે મીત્રે બે ચુમી લીધી,

કે તરતજ એ નાગ ઉભાં થયા અને, તે નાગ માટે દરરોજ બે ભેજાં, અને તે પણ વળી માણુસ જાતનાજ ભેજાં ખવાડવા પડતાં હતાં. ( આ ઠેકાણે આપણે જો, એ વાત અલાંકાર રૂપમા માનીશું તો, કાંઇ સાર મેળવાશે, તે એજ કે, એ ચુમીથી નાગ કાઇ ખભાં ઉપર ઉભા નહી થયા, પણ બે મતલબી વાતથી શાહ ઝુહાકના મનમા, હવસ અને મોહિનીના, બે ખોટા ગુણો ખિલવવામાં આવ્યા, જે બે ગુણો, દરરોજ, આવા, ક્રોધી રાજાને, બે મનુષ્યના, તો રહયા, પણ બાર, યા બારસેં મનુષ્યના ભેજાં કઢાવવા શુર આપે, એમ માનવા મના નથી. )

## જમશેદની ઝંઝાલી

હાલમા આવા ક્રોધી અને જાલીમ રાજાના કામની, આપણુને તાલીમ લેવા ચોખવું નથી, પણ શાહા જમશેદનીજ ભાલ માટે હાલ શોધવાનો છે. મહા કષ્ટ અને દુખો ખમતો, મ્હાન રાજા જમશેદ, ઇરાનની મસ મોટી ગાદી તજી, આજે, જાબ્લુસતાનમાં વાસો કરતો આપણે ખ્યાલશું. ( આ ઘડી, ફરી ધ્યાન ખેચીશું, કે અગર શાહ જમશેદ ચાહતે, તો જીવન ભર, એકાંત વાસમાં, અનેક જાતના પોતાની પાસના ઝર ઝવેરાત સાથે લઇ, તે ઉપર, નીર્વાહ કરવા ચાહતે તો શું કરી ન શકતે, કે આવી રંજ, પોતાના ગંજને બાજુ મેલી ઉઠાવે ? એમાં એજ સમ્જવા મન થાય છે કે, શાહ ખરેજ સ્વભોગના પાઠો, પોતાના બદન ઉપર નખોજાં કષ્ટો લઇ જગતને પાઠોજ ભણાવવાજ બહાર પડયો હતો ).

## જમશેદની ઉદાસીમા દાસીનીજીકર

ભુખ અને પ્યાસનો મારેલો, જગતના મનથી હારેલો આ ન્યાયપતિ, આજે કોઇ સમનનાજ નામની બાનુ

શાહજાદીના મહેલમાં આવી ચઢયો. બાગમાં સાહેલીઓ માહેલી એકની નઝર પડતા, તેનો ચીહડાં સમ હાલ જોઇ, ગુસ્સામાં લાલ બની ગઇ, અને, બેહાલ તેને ઠપકો દેવા લાગી. જેના જવાબમાં શાહ જમશેદથી થાક અને રંજ, મુસીબત અને મહોતાજીનો અહેવાલ મળતાં, તે સાહેલી, પોતાની શાહજાદી સમનનાઝ આગલ દોડી ગઇ. સમનનાઝે એ વાત સાંભળતાં, કાંઇ અજબ આંચકી ખાધી, અને તે પુરૂપને જોવા જાતે પોતે ગઇ. ત્યાં જઇ, તે મરદનો કદાવર ને ઉમદા ચેહરો જોઇ તેણીએ તુરતજ વચારી લીધું કે, ઘણીજ હલકી ધાતુમાં, બેમુલ હીરો જડયો હતો. ગમે એવાં રંગમાં, તેની આવી ચાલાક પેશાની દીપી નિકળેલી, સમનનાઝે દીઠી. સમનનાઝના ધ્યાનમાં એવી વાત ઘોલાઇ હતી, કે, તેણીને મ્હાન પુરૂષજ, તેણીના ખાવીંદ તરીકે મલશે, અને તે શાહ જમશેદ હશે. નખાઇ ગયલા અવતારમાં આવી પડેલા જમશેદને ધીરજે દિલાસો દઇ, મહેલમાં પરોણાગત કરવા લઇ ગઇ, અને ત્યાં ટુક સમયમાં, તેણીએ તેને ઘણો આસરો, દિલાસો આપી દિલસોજી સાથ પ્રિત ભાવથી ચિતમાં હિતનો ઉમેરો કર્યો.

## નારીની મૌજ

નારીનું કોમલ હૈડું, જ્યારે, એક જીવ માટે તલપ કરે છે, ત્યારે નારીની મનોવૃત કાંઇ ઔરજ કીસમની બહારમાં આવે છે, અને ગમે તેવી જેહમને, તેવા જીવ ઉપર પોતાનો આત્મા ફીદા કરે છે. નારીની સીફતમાં ઘણું લખાય, અને નારી માટે, શાહ જમશેદનાજ ઓલો પ્રથમથીજ દુન્યામાં જાહેર થયેલા છે. જે આપણે આગળ ચાલતાં જોઇશું. શાહ જમશેદની, ગમે એવી પોતાને માટે ઉડાવવામાં આવતી વાતો છતાં, આખેર એવો

